# શ્રી ડુર

# ગુણ માળા.



# શ્રી હુર ગુણ માળા.

---

યોજક—અ. બે. તાતા.

---

"અગર ચાહે સાહેબ, બને ગમ ગોસાર,
સાફ દીલ ઓર જબાનસે, રેહે ઓસ્તવાર."

---



---

કીમ્મત રૂ. ૧-૨-૦.
પોસ્ટેજ જુદું
૧૯૩૦.

## ઠાકુર શ્રી હરનાથના ઉપદેશ સંબંધી પુસ્તકો.

| | | Price Rs . a. p. |
|---|---|---|
| Pagal Haranath (English) (Containing the most sweet and valuable Teachings of Thakur Haranath in the form of Letters ) | Parts I & II in one Volume | 1 8 0 |
| Do. Do. (Gujerati) | | In Print. |

| | Rs. a, p. |
|---|---|
| Upadeshamrita (English) ... ... | 1 8 0 |
| Do. (Gujerati) | In Print. |
| Shree Thakur Haranath Part I or *Marathi Translation* of Letters Part I, ... | 1 0 0 |
| Do. Do. Parts II.... ... | 1 0 0 |
| Teaching and Saying of Haranath (English) ... | 1 8 0 |
| શ્રી હરગુણ માળા કર્તા અરદેશર એ. તાતા. ... ... | 1 2 0 |

All above Books and Photos etc., to be had from

Mr DWARKADAS KALIANDAS B.A.

or Mr. JUGMOHUN KALIANDAS B.A. LL.,B.

"Krishna Kunj"

Ridge Road, Malabar Hill, Bombay, 6.

Also

Mr. BURJOR D. SHROFF,

Navroz Building, Hughes Road,

Bombay, 7.

જય હરનાથ!

# પ્રસ્તાવના.

---

જે પવિત્ર મહાપુરૂષ શ્રી ઠાકુર હરનાથ અથવા "પાગલ હરનાથ" ને નામે આજે આપણા દેશમાંજ નહીં પણ પૃથ્વિના અનેક દેશોમાં હજારો ભાવિક સ્ત્રી પુરૂષોના હૃદયમાં પવિત્ર સ્થાન ધારણ કરી રહ્યા છે, જેમનાં પરમ પવિત્ર નામના ઉચ્ચારણ માત્રથીજ આ દુનીયાની—સંસારની—અનેક આધિવ્યાધિ અને ઉપાધીઓથી બળતાં હજારો જીગરને અપૂર્વ શાંતિ મળી છે ને કાયમની મળ્યા કરે છે અને જેણે નાત જાત દેશ તથા ધર્મનો કાંઇપણ ફરક નહીં ગણતાં પોતાની ઇશ્વરી વાણીથી અસંખ્ય જીવોના જીવનમાં અમૃત રેડયું છે અને પોતાની અગાધ પ્રેમરૂપી શક્તિથી સંસારના—માયાના—દુખરૂપી સમુદ્રમાંથી કેવળ જીવો ઉપરની પોતાની અપાર કરૂણા—કૃપા—ના બળથી અસંખ્ય જીવોને તારીને ભગવાન તરફ લઇ ગયા છે—એવા હમારા પરમ પ્રિય પ્રેમ—સ્વરૂપ ઠાકુર શ્રી હરનાથના અનેક ગુણોની ઝાંખી કરાવતું આ નાનકડું પુસ્તક ભક્ત જનોના પવિત્ર કરકમળમાં મુકીને ભાઇ અરદેશર તાતાએ એક મ્હોટી જન સેવા બજાવી છે એમ ઘણાજ આનંદ સાથે કહેવાની હું મારી અદના ફરજ સમજું છું.

ઠાકુર શ્રી હરનાથ ખરેખર એક ઘણાજ અદ્‌ભુત દૈવી મહાપુરૂષ હતા અને એમના સંબંધમાં દેશેદેશના તથા જાતજાતના જે હજારો લોકો આવ્યા હતા તેઓ એમને એકે અવાજે એક મહાન દૈવી અને Most Mysterious Personality તરીકે કબુલે છે—તેમની રહેણી કરણી, તેમનું બોલવું ચાલવું, ટુંકમાં તેમના જીવનના પ્રત્યેક કાર્યમાં એકજ વાત ઘણીજ સ્પષ્ટ રીતે તરી આવતી હતી; અને તે—દુનીયાના જીવો—પ્રાણી માત્ર—ઉપર અપાર કરૂણા—દયા અને નીસ્સીમ પ્રેમ. એમનું આખું જીવન પ્રેમમય હતું. દુનીઆના

દરેક જીવો ઉપરના એમના અનહદ પ્રેમનો સ્વાદ લેવાને જે જીવો મહા ભાગ્યશાલી થયા છે તેઓ કદી પણ તે ભૂલી શકશે નહી—અને-કોને એટલું તો ચોક્કસ જણાતું હતું જે આવો વિશ્વ પ્રેમ—આવો Universal Love એક મનુષ્યમાં હોઇ શકેજ નહીં. જે કોઇ—બાળ વૃદ્ધ—સ્ત્રી અથવા પુરૂષ એમની પાસે પ્રેમથી જતા અને જેટલો સમય એમના સમીપમાં રહેતા, તે દરેક જણ ખરેખર એક જુદાજ પ્રદેશમાં—દિવ્ય પ્રદેશમાં—રહેતા હોઇ કોઇ દિવ્ય આનંદના રસ સમુદ્રમાં મગ્ન થઇ તરતા હોય એવું લાગતું. તેમને દેહનું ભાન રહેતું નહી, ગેહનું (ઘરનું) ભાન રહેતું નહીં—જાતિનું—Sex નું—ભાન રહેતું નહી—સ્થળ અને સમયનું—(Time and Space)નું—ભાન રહેતું નહી—ટુંકમાં ઠાકુર શ્રી હરનાથ એમના સંબંધમાં આવતા દરેક જીવને આ ફાની—અસાર અને દુ:ખરૂપ દુનીયામાંથી ઉપાડી લઇને એક એવા ઉંચા Platform—ઉંચી ભૂમિકા ઉપર લઇ જતા જ્યાં દરેકને એમ લાગતું કે આપણે ઇશ્વરની સમીપમાંજ હાજર છીએ અને સાક્ષાત ઇશ્વરની સમીપમાં રહેવાનો દૈવી આનંદ અનુભવીએ છીએ.

એમની ક્ષણે ક્ષણે નવીન લાગતી મધુર વાણીમાં અમૃત ભર્યું હતું—એમની અપાર પ્રેમમય દૃષ્ટીમાં પણ અમૃતજ હતું અને એક પ્રેમ ભર્યા કટાક્ષમાં તો Volumes સમજાવી દેતા હતા અને ભગવાનની વાતો કરતાં એઓ પોતે પણ જાણે દેહાનુસંધાન રહીત થઇ જતા એમ લાગતું.

એમને પવિત્ર મોઢે ભગવાનની વાતો—એમનો ઉપદેશ—આપણા ઉપર ભગવાનનો કેટલો અનહદ પ્રેમ છે તેની વાતો—તે પ્રેમનો બદલો આપણે શી રીતે વાળી શકીએ, પ્રેમનો બદલો પ્રેમ શિવાય બીજી શી રીતે વાળી શકાય, પ્રભુપર—ખુદાપર—પ્રેમ રાખવો એજ દરેક જીવ-પ્રાણી માત્રનું એકજ કર્તવ્ય છે—ધર્મ છે, ઉંચામાં ઉંચો ધર્મ છે એમ પોતે વારંવાર કહેતા—અને એ પ્રેમ—ભગવાન ઉપરનો પ્રેમ—

એ પ્રેમરૂપી પરમ ધન મેળવવાનો એકજ રસ્તો સતત હરિનામ સ્મરણજ છે એમ વારંવાર કહેતા. નામ-સ્મરણ કરો—જરૂર તમને પ્રભુ પ્રેમ મળશે—નામમાં દૃઢ વિશ્વાસ રાખો—પ્રભુ પોતે તમને તે પરમ ધનનું—પ્રેમનું—દાન કરશે અને એ પ્રેમથીજ તમે પ્રભુ પાસે પહોંચી શકશો તે શીવાય બીજો કોઇ સુલભ રસ્તો—Royal Road—નથી.

શ્રી હરનાથ મહારાજે કોઇપણ નવો ધર્મ ફેલાવ્યો નથી જુદા જુદા ધર્મવાલા જે કોઇ એમની પાસે આવતા તેમને દરેકને પોતપોતાના ધર્મમાં રહી માત્ર "ખુદાને ચાહો" એ તમને બહુજ ચાહે છે. ખુદાથી ડરો નહી, એ તમારાથી દુર નથી પણ ઉલટું ઘણોજ પાસે છે—તમારા વ્હાલામાં વ્હાલા સંબંધીઓથી પણ વધારે વ્હાલો સંબંધી છે—જન્મો જન્મનો સાથી અને મીત્ર છે—તેને ભૂલો ના—તેનાથી ડરો ના—તે તમારી દરેક વાતો જાણે છે—તમારૂં સતત કલ્યાણ ઇચ્છે છે ને કરે છે, એને તમારાથી દુર રાખો ના. તમે ગમે તેવા હો—ગમે તે સ્થીતિમાં હો—ગમે ત્યાં હો ત્યાં તમારી સાથેજ છે, તમારૂં અહરનીશ રક્ષણ કરે છે અને મદદ કરે છે—તે પરમ દયાળુ છે—તેની દયા ને કૃપા યા પ્રેમનો પાર નથી—તેનો અનુભવ લેવો હોય—તે દિવ્ય આનંદનો આ સ્વાદ કરવો હોય તો—તેને ભૂલો ના—તેનુ નામ યાદ કરો—કોઇપણ નામ—તમને પોતાને મધુર અને પ્યારૂં લાગે તેવું—સતત લીધા કરો પછી તમને આપો આપ અવનવા અનુભવો થશે અને ભગવાન તમને જરૂર પોતાનો અમૂલ્ય પ્રેમ તમને આપશે. તમે તરશો અને અનેકને તારશો અને આ જીવન સફળ કરશો, ટુંકમાં પ્રભુ તમારાજ છે—તમે પ્રભુના થાઓ—જેથી આ અપાર અને અસાર દુનીયાને—સંસારને સુખેથી તરી જશોને અપૂર્વ આનંદનો અનુભવ કરશો.

આજના તદ્દન Materialistic જડવાદી માયાવી—જમા-નામાં આવા દિવ્ય અને સરળ જ્ઞાનનો જેમ બને તેમ વધારે ફેલાવો

થવાની જરૂર છે અને જે કાંઇ પણ પ્રયાસ આ દીશામાં કોઇપણ સજ્જન તરફથી થાય તો આવકારદાયકજ ગણી શકાય. આથી કરીને ભાઇ અરદેશરને મારા અંતઃકરણથી હું ધન્યવાદ આપું છું અને તે દયાળુ પરમેશ્વરની કૃપાથી એમના આ પ્રયાસથી અનેક જીવોનું કલ્યાણ થાઓ એવી મારી પ્રાર્થના છે. પરમ પૂજ્ય ઠાકુર શ્રી હરનાથના સબંધમાં જેમને વિશેશ માહીતી જોઇતી હોય તેમને તે સબંધી પ્રગટ થએલાં અને હવે પછી પ્રગટ થનારા પુસ્તકો (જેનું લીસ્ટ આ પુસ્તકમાં આપવામાં આવ્યું છે) વાંચવાથી અગર રૂબરૂ મળીને અથવા પત્ર દ્વારાએ પુછાવશે તો ઘણી જાણવા જોગ બાબદોના ખુલાસા થશે.

હવે હું આ પુસ્તકમાં આપેલા ભજનો સંબંધી થોડું લખવાની ફરજ સમજું છું—આ સંગ્રહના રહેલાઇથી બે ભાગ પાડી શકાય. એક તો નીતી—જ્ઞાન—વૈરાગ્ય—વીગરેના છે જેવા કે આપણા પવિત્ર ભકિતમાન દેશના અનેક ભક્ત કવિઓએ રચેલો છે પણ આવા ભજનો વાંચતાં ખાસ ધ્યાન રાખવા લાયક વાત એટલીજ છે કે ભકતકવિ કેવળ કવિતા લખવાને ખાતર સાહિત્યના પ્રદેશમાં કીર્તી મેળવી અમર નામ કરવાને ખાતરજ કવિતા રચતો નથી. ભકત કવિ તો પોતાના આનંદને ખાતર અને જેથી કરીને જે શાંતિ આનંદ અને જે રસ કરવા પોતે ભાગ્યશાળી બન્યો છે, તે રસની પ્રાપ્તિ બીજાઓને પણ થાઓ એવી શુભ ઇચ્છા રાખે છે. એવા ભકતોને દુનીઆના માન કીરતી વીગેરેનો લોભ હોતોજ નથી. પણ લોકકલ્યાણ અર્થે પોતાને મળેલા અનુભવનો લાભ આપવા સારૂ મીઠો અથવા કોઇવાર કડવો પણ પરીણામે મીઠો ઉપદેશ આપે છે. એવા ભકત કવિઓનો સંગ ખરેખર અમૂલ્ય સત્સંગજ છે અને એવો સત્સંગ રાખવાથી જરૂર અમૂલ્ય લાભ થાય તે નીસ્સંદેહ વાત છે.

મને પોતાને તો ભાઇ અરદેશરના ભજનો બહુ પ્રિય લાગે છે તેમની ભાષા બહુજ સરળ છે અને ભાવ ઘણા ઉંચા અને ગંભીર છે

અને કોઇકોઇવાર શબ્દોની રચના એવી સુંદર થઇ છે જે એક ભક્ત હૃદયની ગવાહી આપે છે. ભાઇ અરદેશર પોતે કાંઈ વિદ્વાન કે કવિ હોવાનો દાવો કરતા નથી સાંસારીક આધિવ્યાધિના દુખના પુરમાં તણાતા છતાં પણ પ્રભુના ગુણોનુ વાદ ગાઇને કાંઇક શાંતી મળતાં આવું સુંદર લખી અને રચી શકે છે એ એમના નિખાલસ અને પ્રેમી અંતઃકરણનો પુરાવો છે. It is the perpetual yearning of the Soul for the Lord and Master આવી વાણી મનુષ્ય કૃત હોતી નથી. પ્રભુ પોતે ભક્ત બનીને પ્રેમ અને સેવાના પાઠ આપણને શીખવે છે દાખલા તરીકે "હરિ વસે દીલમાં, ગાફીલ રહી ખોયો મેં સારો ભવ" વાળું ભજન માયાથી ભુલેલા જીવનું દીલમાં વસતા હરી તરફ સુંદર રીતે લક્ષ ખેંચે છે

વળી

"ખરા પ્રેમી થોડાજ જગમાં, સ્વાર્થથી સૃષ્ટિ ભરપુર"

વાળાં ભજનમાં

"સજીઓ વિશ્વનો ખેલ એવો કશે.–પ્રેમનો ઠામઠામે પ્રચાર,
પ્રાણીઆ ભૂલે સ્વાર્થ દષ્ટિભરી, સરજનહારતણો ઉપકાર"માં તો ભાઇ અરદેશરે બહુજ ઉંચી ફીલસુફી દેખાડી છે. ટુંકમાં દરેક piece એક સુંદર Finished Picture છે ફક્ત વાંચનાર સહૃદય Sympathetic જોઇએ.

હવે બીજી જાતનાં ભજનો તરફ વાંચનારનું ખાસ લક્ષ ખેંચવાની જરૂર છે. આ બીજાં ભજનો ખાસ કરીને ઠાકુર હરનાથની ઉપરનો તેમનો પ્રેમ બતાવે છે અને શ્રી હરનાથજી મહારાજના સ્વરૂપ વીશે ઘણુંજ સારૂં અજવાળું પાડે છે. પોતાને શ્રી હરનાથજીના શું શું અનુભવો થયા, તેમના સંબંધમાં આવવાથી પોતાના જીવનમાં શું શું ચમત્કારિક ફેરફારો થયા અને પોતાના જીવનમાં કેવો રસ રેડાયો તેનો સ્પષ્ટ સ્વીકાર પ્રત્યક્ષ થાય છે. દાખલા તરીકે અંગ્રેજી ભજનમાં.

"I bless that moment of my Life," The Bhagwan's Flute. વગેરે અંગ્રેજી કાવ્યો તેમજ "જ્યાં નજર દેખું ત્યાં બસ હર હરનાથ"

" શુક્ર ખુદાકે હમને પાયે। હરનાથ"

" આપ રોશની હો શ્રી ભગવાનકી બની હરનાથ" વીગેરે,

વળી

" સબ નામમે કામમેં હરકુસુમ" વીગેરે અને જ્યારે " ભારત ભુમીને ભાગ્યે રે પધાર્યા બની કુસુમ હરનાથ "માં શ્રી રાધેકૃષ્ણના સ્વરૂપનું ભાન ચોખ્ખી રીતે થતું લાગે છે.

પ્રેમ તો હરનાથનોજ, પ્રેમ શીખવો હોય તો હરનાથ પાસેજ જાઓ અને તેથી "પઢા હું મકતબમેં તેરી પ્રેમકા સબક છુટે ન તુટે બંધ પ્રેમકા ન—હમ તુમસે જુદા"

વળી

"પ્રેમની ભાશા બદજાત શું સમજે, બલીહારી પ્રેમની પ્રેમીજ સમજે" વીગેરે જાણે Apotheosis of Love પ્રેમપૂજન ઘણા ભજનોમાં સ્પષ્ટ છે.

પાછળથી શ્રી હરનાથના વિરહનાં પદો પણ ઘણાજ મર્મસ્પર્શી છે, પણ શ્રી હરનાથનું ખરૂં સ્વરૂપ જાણીને લેખકના મનને ઘણીજ ધીરજ મળે છે.

" હરનાથ મેં તુજમાં ધીર ધરી" વીગેરે.

હરનાથની અજબ માયા શક્તિના વખાણ, એના નામ સ્મરણનો મહીમા, એનો દ્રઢ આશ્રય, એનો નીસ્સીમ, પાર વગરનો પ્રેમ વીગરે વીગરે, પદેપદમાં જણાય છે. દરેક પદ વીશે ઘણું લખી શકાય તેમ છે પણ ટુંકમાં એક બે પદો વીશે ઇસારો કરીને આ પ્રસ્તાવના સમાપ્ત કરીશ.

દુનીઆદારીના પ્રેમમાં અને હરનાથના પ્રેમમાં શું તફાવત છે તે ઘણોજ સરસ રીતે

" મુજ હરમાં મેં મારી મીરાસ" વાળા પદમાં બતાવી છે.

" હર તણી માયામાં નિષ્કામ મીઠાસ "

" હર તણા સંગમાં હીરો પ્રકાશ "

હર સંગે સુમતી ને અંતરમાં સુવાસ
હરતણી પ્રીતીમાં અમર સહવાસ"

હરનાથે શું કીધું ? હરનાથની અજબ માયા વીશે.

"અજબ એવી છે તારી માયારે નમી સૌએ સ્વીકારી તારી છાયા."

વાળાં પદમાં નાસ્તીક જડવાદી તુંદી–અધર્મી વાઘ જેવા વીકાળને હરનાથ પોતાની અજબ પ્રેમ શકતીથી બાંધી લીધા તે સુંદર રીતે બતાવ્યું છે. હરનાથના પ્રેમનો બદલો કોઇ રીતે વાળી શકાય તેમ નથી અને "તારા અપાર ગુણો ગાવાને હું સમર્થ નથી" એમ ચોખ્ખું બતાવે છે જુઓ.

"તારી મારી બાઝી પીછાણ"

અને છેવટે હરનાથને હરને દીલમાં વસાવી શરણાગત થઇને શાંતી મેળવે છે અને ભવો ભવની જંજાળ મટી જઇ અખંડ શાંતિ અને દિવ્ય પ્રકાશના અલૌકીક આનંદનો અનુભવ કરે છે. જુઓ

"મારા હૈયે ઉજ્વલ થઇરે, હર હૈયે મારા સમીઆ
ઘડી રૂપની રેખા સગમાંરે ભવ ભવની સામલીઆ"

ટુંકમાં આ શુભ પ્રયાસથી અનેક જીવો પ્રભુ પ્રાપ્તિન માર્ગે ચઢીને અપાર શાંતિ અને આનંદનો લાભ મેળવો એજ પ્રાર્થના.

"કૃષ્ણ કુંજ"
રીજરોડ, મલબાર હીલ
શ્રી મુંબઈ.

દ્વારકાદાસ કલ્યાણદાસ **બી. એ.**



# સાંકળ્યું.

અ


| | ગીત નંબર. |
|---|---|
| અરે એ માનવી સમજ રાખી:— ... ... ... | ૫૭ |
| અરે આ સંસારમાં... ... ... ... ... | ૬૮ |
| અરે મેરા કુચ્છબી ગમ ખા, રે ... ... ... | ૭૨ |
| અબ ગયો પ્રેમ છોડકે ... ... ... ... | ૭૭ |
| અજબ એવી છે તારી માયા ... ... ... | ૧૦૪ |
| અરે તું ભેદ ભાવ જાણે ... ... ... ... | ૧૪૬ |
| આપ રોશની હો શ્રી ભગવાનકી ... ... ... | ૫ |
| આયા હું દુરસે દોડકે ... ... ... ... | ૪૩ |
| આવી વસ પ્રભુ ... ... ... ... ... | ૫૩ |
| આવો બંગ વાસી ... ... ... ... ... | ૮૫ |
| આયો પાયો ગંજ દેવીક અવતાર ... ... ... | ૮૬ |
| આનંદ મારો તું જમાં ભરી ... ... ... ... | ૧૫૩ |
| ઇંતેજાર મએ પીને તેરા પ્રેમ... ... ... ... | ૮૧ |
| ઉઠાવે સર લાલચ સામે ... ... ... ... | ૧૧૫ |
| એકજ તું ગેબી સાહેબ ... ... ... ... | ૧ |
| ઓ નાથ નાથ નાથ રે તું કદી ના છોડતો સંગ... ... | ૯૨ |
| ઓ મોહક પ્રેમી નાથ ... ... ... ... | ૧૪૪ |


ક


| | |
|---|---|
| ક્યારે આવશે મારા પ્રાણ તું ... ... ... ... | ૧૧૬ |
| ક્યાં ગયો તે આનંદ... ... ... ... ... | ૧૦૩ |
| કહે દાસ તું મુજને લેખે ... ... ... ... | ૧૪૩. |

ગીત નંબર.

કીસ્તી હમારી તેરે હાથ ... ... ... ... ૮૯
કીસ કદર મીલાવું શુર સીતારકા ... ... ... ૯૧
કેમ જીતું જીગર ... ... ... ... ... ૫૯
કોણ નગરીઆં હરનાથ બસે ... ... ... ... ૫૪
કોણ જાણે કાલ કેવી રે ... ... ... ... ૬૯

ખ

ખબર પાઇ આપ આનેકી ... ... ... ... ૨૯
ખરા પ્રેમી થોડાજ જગમાં ... ... ... ... ૧૩૫
ખુલ ગયે બાદલ સીંહા ... ... ... ... ૫૨
ખુશાલ રહો જાનો મન હમરે... ... ... ... ૭૩
ખૈયર કરો સરતાજ... ... ... ... ... ૮૦

ગ

ગયો ચાલી મારો ગુણી વૈદરાજ ... ... ... ૧૫૧
ગાવો સરવે ભાઇને બેહન ... ... ... ... ૭
ગાંઠ તેં જે બાંધ્યો ... ... ... ... ... ૫૦
ગાવું સ્તુતી પ્રગટ... ... ... ... ... ૧૦૨
ગીરદીશ કી ચક્કી ... ... ... ... ... ૬૭

ઘ

ઘણું જીવ જો રે કુસુમ હરનાથ ... ... ... ૩૫

ચ

ચાહું પ્રેમસે તુંઝે ... ... ... ... ... ૧૮
ચાહે રહે તું દૂર કે પાસે રે... ... ... ... ૯૦

છ

છોડી ગયો તું હમને ... ... ... ... ૧૧૯

ગીત નંબર.

જ

જય હર જય હર જય ભગવાન રે (આરતી)... ... ૨૧
જય, જય, જય, જય, કુસુમ હરનાથ ... ... ૨૩
જગમેં જીસકુ શાન નહિ ... ... ... ... ૨૪
જગવાલી નીધેહદાર ... ... ... ... ... ૩૨
જલતા હુએ મેરા જીગર ... ... ... ... ૩૮
જગત પે આસમાં કા છત્ર ... ... ... ... ૬૪
જર પે નહિ કરનાં ગુમાન ... ... ... ... ૭૪
જય શ્રી હર તારો વરદ થજો ... ... ... ૧૧૮
જય હર—જય હર જય હર—જય ... ... ... ૯૮
જયાં નજર દેખું બસ હર હર હરનાથ ... ... ૭૫
જા નહિ હરખાઇ ... ... ... ... ... ૧૨
જીવ તલપે કરે નાથ નાથ નાથ ... ... ... ૧૪
જીયાં ધીર ધર ... ... ... ... ... ૭૯
જીવ તને કોઇ ન આવે કામ ... ... ... ૮૮
જોઇ હાકી ઓ પીતા... ... ... ... ... ૬૧
જોયો જોયો તારો રંગ કૈલાશી... ... ... ... ૯૯

ત

તલપું પ્રેમનાં સહકાર કાજ ... ... ... ... ૧૩૪
તારે આશરે છૈએ રે... ... ... ... ... ૯
તારી મારી બાઝી પીછાણુ ... ... ... ... ૫૬
તારા સંગમાં રમી હાલ રહું ... ... ... ... ૧૧૨
તારો પ્રેમ વસે આ તનમાં ... ... ... ... ૧૧૪
તુને નહિ પીછાણ્યો... ... ... ... ... ૫૫

થ

થોડો વેંહચ્યો યશ આ મંડળે... ... ... ... ૪૭

ગીત નંબર.

દ

દરપણમેં મુખડા અપના દેખકે ... ... ... ૬૦
દીલ આનંદી બન્યુ ભારી ... ... ... ... ૧૩
દીલે આનંદ બહુ આયો ... ... ... ... ૨૯
દીદાર હૈયે તારો રમે રે ... ... ... ... ૬૬
દીપે જેવી શીતળ પ્રભાત ... ... ... ... ૧૫૦
દેખાડો કોઇ મુજ પ્રેમી કહાં છે ... ... ... ૧૩૬

ન

નજર કર નજર ... ... ... ... ... ૨૦
ન માર રે ઓ-જીવ ફોકટ પછાડા ... ... ... ૨૭
નવું સાલ આફતાબી ... ... ... ... ૪૯
ન હો સંગ દેલ ... ... ... ... ... ૧૧૩
નમન પ્રેમસે દુવા દીલસે ... ... ... ... ૭૮
નમું હર તાત ... ... ... ... ... ૧૩૮
નહિ ઠાકું જય જય કરતાં ... ... ... ... ૧૪૮
નાઠો અંધકાર દેખી રૂપ તારૂં... ... ... ... ૧૪૦
નાથ મારા હું ચરણે પડું તારા ... ... ... ૧૪૧
નામ રમે હર કુસુમ ... ... ... ... ૭૬
નીધાએ દાદગર રહી જીસ ધરપે ... ... ... ૧૦૭

પ

પ્રણામ પ્રણામ મારૂં શીશ નમાવી રે... ... ... ૧૫૪
પ્રેમની ભાષા બદજાત શું સમજે ... ... ... ૭૦
પ્રેમની માળા ઓળવી ગળે ... ... ... ... ૧૪૯
પોહચું કેમ તને બાપ, ઓ મારા ... ... ... ૨૬

ગીત નંબર.

પોકારૂં હર હર–પણ નહિ તારો ભાસ... ... ... ૧૦૯
પુરાં માસ બાર તુંજ વિયોગનાં ... ... ... ૧૨૭

બ

બનામે ખુદા કરૂં આદાબ નમન ... ... ... ૩
બેહોંશ મએ બની હું ... ... ... ... ૩૧
બેસ્તું સાલ મુબારક ... ... ... ... ... ૪૮

ભ

ભક્તિ વિના નહિ તારણુ ... ... ... ... ૯૪
ભારત ભૂમીને ભાગ્યે રે ... ... ... ... ૩૪
ભાવીક તારાં સેવકો ... ... ... ... ... ૬૨
ભેગાં આ સમાજે તારાં દરશણુ કાજ... ... ... ૧૧૭
ભંડાર ભરપુર પ્રેમથી તારો રે ... ... ... ૧૩૨

મ

મઝા ઉડાવો કરો ધૂમધામી ... ... ... ... ૬૫
મને માનું આનંદ ... ... ... ... ... ૧૦૫
મારૂં મન હરનાથમાં રમી રહ્યું... ... ... ... ૧૧
મારો ખરો તું દાતાર ... ... ... ... ૨૨
માલીક મારા ... ... ... ... ... ૨૯
મારા પ્રેમી હરનાથ ... ... ... ... ... ૩૩
મારી રીતી પ્રીતી ... ... ... ... ... ૧૦૫
માયા તણો પ્રવાહ ... ... ... ... ... ૧૦૮
માતા પ્યારી ... ... ... ... ... ૧૨૫
મારી પોથી પ્રેમની ... ... ... ... ... ૧૨૮
મારી પ્રેમની છાયા ... ... ... ... ... ૧૩૩

ગીત નંબર.

મારી ગોકુલપુરી રાજન ... ... ... ... ૧૩૭
મારા હૈયે ઉજવળ થઇ રે ... ... ... ... ૧૪૭
મુબારક દિવસ આજનો ... ... ... ... ૪૫
મુકી હરમાં મેં મારી મીરાશ... ... ... ... ૧૨૧
મોહક પ્રેમકી માતા... ... ... ... ... ૧૨૩

ર

રખનાં હમારી શાન... ... ... ... ... ૮
રૂષીઓનાં રૂષી ... ... ... ... ... ૨

લ

લગાયા દીલ દીલારામસે ... ... ... ... ૧૬
લબ્જ પે મેરે મનકા મંત્ર ... ... ... ... ૮૭
લીધી મેં ભીખની ઝોળી ... ... ... ... ૬૩

વ

વસંતનો બહાર ગયો બદલાઇ... ... ... ... ૯૭
વાસનાં તારી હૈયે ધરી ... ... ... ... ૧૫૨
વીણ્યાં ફુલો પ્રેમનાં... ... ... ... ... ૧૨૯
વિદાય થાઓ છો બાપ મારા... ... ... ... ૩૬

શ

શુક્ર ખુદા કે હમને પાયો હરનાથ ... ... ... ૧૭

સ

સદા રહીશ હું તારી સાથે ... ... ... ... ૬
સબ નામમેં કામમેં હર કુસુમ ... ... ... ૪૦
સમજું આએ મૈંરીલ ? બીચ ... ... ... ૧૨૪
સંટ સાલ જીવો રે તું ... ... ... ... ૧૨૬

ગીત નંબર.

સાગર રૂપી છલ્લ છલ્લ પ્રેમે ... ... ... ... ૧૩૯
સિધારો જાઓ ... ... ... ... ... ૩૭
સિવાય તારી જય જય ... ... ... ... ૧૦૦
સુખ માનું હું હરી જેમ રાખે ... ... ... ૪૪
સુંદર શુશીલ સુંદરી ... ... ... ... ૧૩૦
સુત્ર ધારા સૃષ્ટીના શીલ્પી ... ... ... ... ૧૧૧
સંપનું સુખ કાંઇ પૈસે ન મળે ... ... ... ૫૮
સંસ્કાર પ્રારબ્ધનાથી લીધાં ... ... ... ... ૯૬

હ

હર હર હર હમારા ફરી દરશણ દે જો કૃપાળા ... ૪
હર, હર, હર, દીલનાં મારા પ્રેમી પ્રાણ ... ... ૧૦
હરખાનાં ઓ તું ધનનાં ધણી... ... ... ... ૧૯
હરી લે તું હરને પ્રીતથી ... ... ... ... ૫૧
હરી વસે દીલમાં ગાફીલ રહી... ... ... ... ૭૧
હરનાથ મેં તુંજમાં ધીર ધરી... ... ... ... ૯૫
હર દમો દમમેં તું ... ... ... ... ... ૧૦૧
હવે જાણ્યો તું તો કોઇ ... ... ... ... ૧૨૦
હર રાખ જેવો નીર્મળ નીષ્કામ તું ... ... ... ૧૨૨
હર વસે હૈયે ત્યાં નિત્ય ઉત્તમ દેખાય ... ... ૧૪૨
હરી હરનાથ શુશોભીત દૈવીક દાતા ... ... ... ૧૪૪
હીલમીલકે ખુશીઆં આજ માનવો ... ... ... ૯૩
હૈયે વસે પ્રેમ તારો... ... ... ... ... ૧૩૧

## ENGLISH.

Bhagwan's Flute ... ... ... ... 84
Days were bright and charming ... ... 83

| | ગીત નંબર. |
|---|---|
| I bless that moment ... ... ... ... | 25 |
| In thought I see you ... ... ... ... | 41 |
| Know I got one place... ... ... ... | 15 |
| O Twinkle twinkle ... ... ... ... | 30 |
| Pray read my heart ... ... ... ... | 106 |
| Speak or don't ... ... ... ... | 42 |
| The Prem-Pootly ... ... ... ... | 82 |
| You simple charming... ... ... ... | 46 |




# શ્રી હર ગુણ માળા.

## નં. ૧ લું રાગ-જીંજોટી, પદ તાલ દાદરો.

એકજ તું ગેબી સાહેબ,
કુલ આલમનો પરવરદેગાર,
સુરજ ચંદ્ર તારાઓ, પાણી પરવતની અલગાર,
સૃષ્ટીનો શોભીત શણગાર, કુલ આલમનો પરવરદેગાર—એકજ.
યજદ ફરેસ્તા, પએગમ્બર, જગનાં ભલા રાહબર,
સાૈનો તું એકલો દાતાર, કુલ આલમનો પરવરદેગાર—એકજ.
રંકને તું બનાવે રાય, ટીપાંનો એક મહાસાગર,
શકતી તારી છે અપાર, કુલ આલમનો પરવરદેગાર,—એકજ.
માનવ ભૂલે તુંજ આભાર, અખંડ દયાનો છે ભંડાર,
સાૈનો એકલો તું આધાર, કુલ આલમનો પરવરદેગાર—એકજ.
સુખ્યાં દુઃખ્યાં સાૈ તારાં જન, 'અસર' નહિ કોઈ નીરાધાર,
ફરી આવે તારી દરબાર, કુલ આલમનો પરવરદેગાર—એકજ.

---

## નં. ૨ જું. રાગ જોગીઆ-તાલ ધુમાલી.

રૂષીઓનાં રૂષી, ગુરૂઓનાં ગુરૂ, ભગવાન શ્રી કૃષ્ણ દયાળા,
મનનાં મોહક, દીલનાં દીપક, દુઃખોના ટાળનારા
ચરણે પડી નમું, નમું,......રે...ભગવાન શ્રી કૃષ્ણ નમું.
જગના પ્યારા, નીરંજન નીરાળા, પ્રેમી ભાવનાં દેનારા,
ભકતી તારી હૈયે હું ધરૂં, સ્વીકાર ઓ કૃપાળા,
ચરણે પડી નમું, નમુ,......રે...ભગવાન શ્રી કૃષ્ણ નમું.

સુંદર શામા, ગુણી ગૌપાલા, રસીક રમ્ય રસાલા,
કલપી તલપી ધરીએ પ્યાલો, પીવાડ પ્રેમ ધારા,
ચરણે પડી નમું, નમું......રે...ભગવાન શ્રી કૃષ્ણ નમું.

---

## નં. ૩ જું. રાગ ખમાજ ગઝલ–તાલ ધુમાલી.

બનામે ખુદા કરું આદાબ નમન,—ઝુકાકે સર હરનાથ આપકુ નમન,
નમન ભગવાન જીસકી આપ હો રોશની, હઝારો હઝાર, નમન
ઓ બાપ નમન.

મેરે દો જહાં કે આપ હો વસીલે, હાઝીર એ જાન કરૂં તશલીમ નમન–
રહેંગા નુર જહાંમે 'અસર' આશકાર, રહીમ રહેમાન ઓ દેલનવાઝ નમન.
બનામે.

---

## નં. ૪ થું. રાગ ભૈરવી ત્રીતાલ.

હર–હર–હર–હમારા, ફરી દર્શન દેજો કૃપાળા,
જગનો પ્રકાશ મેં હવે દીઠો,
પ્રેમ બંધનથી બાંધી લીધો,
વેણો આપનાં કેવાં નીરાળાં,
ફરી દર્શન દેજો કૃપાળા—હર–હર.

પ્રેમથી છબી હૈયામાં લીધી,
જીવન માયા તેનામાં કીધી,
જપું જપ નામની માળા...રે.
ફરી દર્શન દેજો કૃપાળા—હર–હર.

---

## નં. ૫ મું. રાગ ભૈરવી ત્રીતાલ.

આપ રોશની હો શ્રી ભગવાનકી,
બની હરનાથ લાયા દીલ ઇનશાનકી,
તન-મન દે કે, પાક કરતા દીલકો,
હર બશર, હર યૈક આનકી
બની હરનાથ લાયા દીલ ઇનશાનકી—આપ
શુધ્ધ મન ભકતી, પ્રેમ રસકી મોહીની
ધ્યાન ધર દીલસે હર નામકી
બની હરનાથ લાયા દીલ ઇનશાનકી—આપ
દોસ્ત રાહબર રક્ષક, જો ધ્યાન ધરે ઉસીકા,
સફળ હુઇ સફર દો જહાંનકી
બની હરનાથ લાયા દીલ ઇનસાનકી—આપ
હરનાથ દયા હએ, 'અસર' દયા ઔસ ઉસીકા,
લુંટો ભંડાર જપ કે હરનાથકી (૨)
બલીહારી જપનેમેં યહે નામકી (૨)
બની હરનાથ લાયા દીલ ઇનશાનકી—આપ

---

## નં. ૬. રાગ બીલાવલ તાલ ઘુમાલી.

સદા રહીશ હું તારી સાથે, બાપ હરનાથ તારી પાસે,
મરાં ભીત્તરમાં તારો વાસો, તારાં ચરણ પાસે જગા મારી રે,
તારા ઓળાનો કરૂં છાયો, આપ મુક્તિ તારે હાથે—સદા
પરલોકનો તું મારો રાહબર, સાથી સ્વર્ગનાં સુખનો સાથે રે,
સમાઉં તુંજમાં બની એક કાયમ, રાખ હાથ તારો સદા માથે—સદા

---

### નં. ૭ મું. રાગ પીલુ ત્રીતાલ.

ગાવો સરવે ભાઇ ને બ્હેન, હરનાથનું નામ લઇ
બોલો હરનાથની રે જય, હરખ ને ઉમંગ લઇ—ગાવો

હરીગુણ ગાતાં કોણને ન ભાવે, ફેરો થયો સફળ રે,
ભવ જીત્યો જેને ભકતી રાખી, નામ લઇ અચળ,
હરનાથનું નામ લઇ—ગાવો

કૃપા ઉતારો હમપર હરનાથ, આશીશ આપો અમને રે,
દયા ધર્મનું હૈયું બાંધી, જીવન મુક્ત રહીએ
હરનાથનું નામ લઇ—ગાવો

---

### નં. ૮ મું. પદ તાલ ઠુમાલી.

રખના હમારી શાન, પ્રભુજી તું હએ બડા ભગવાન,
નામસે તેરે કાર ઉઠાયા, તું હએ બરા શુદ્ધ જ્ઞાન,
પ્રભુજી તું હએ બડા ભગવાન
માલીક હએ તું સબકા એક, તુંજ હાથ આલમકા જાન,
પ્રભુજી તું હએ બડા ભગવાન.
બતા દે હમકો તું રાહે નેકી, રહેંગે હરદમ કુરબાન,
પ્રભુજી તું હએ બડા ભગવાન.

---

### નં. ૯. ગરબી. રાગ કલ્યાણ તાલ ઠુમાલી.

તારે આશરે છીએ રે, હમે હરનાથને નમીએ રે,
દયાનું દીલ ચાહીએ રે, તારા પ્રેમ ભાવમાં રમીએ રે

શએર

ગુરૂ ભાવથી દે અંજન, નયનો કરવા તર,
કાપી આભાસ અંધકાર, અંતર ખુલ્લું કર,
હરી દર્શન પામીએ રે—હમે હરનાથ.

નીર્મળ કાન્તી પામીએ, રહેવા તારે દ્વાર,
દક્ષણા દે તું હર્ષથી, નમી ઉભાંછ તૈયાર,
સંભાર સ્યાણા હૈયે રે—હમે હરનાથ.

દીપક હમારાં દીલનો, સદા આપ પ્રકાશ,
આનંદથી સાથ દોરવીને પોંહચાડ હમ કૈલાશ,
કાયમ એક થઇને રહીએ રે—હમે હરનાથ.

---

### નં. ૧૦ મું. રાગ ખમાજ જીલ્લો–તાલ ધુમાલી.

હર, હર, હર, દીલનાં મારા પ્રેમી પ્રાણ,
સ્વામી, જ્ઞાની, દાતા, રક્ષક, દીન ધરમનાં પાલક કહાન—હર.

જય, જય, જય, જગનાં ગુરૂ પ્રતીપાલ;
વધાવું હર્ષથી સોના પુષ્પો, કંકુ સાથે લઇને પાન—હર.

નાથ–નાથ–નાથ, આશીષ દેવો એ ગુણવાન,
ઉભાછ ખડી શીર નમાવી, હૈયું લઇને કરો દાન—હર.

---

### નં. ૧૧ મું. રાગ ભૈરવી ત્રીતાલ.

મારૂં મન હરનાથમાં રમી રહ્યું રે,
દીલ દીપક તેજસ્વી થાયે રે મારૂં,
સોનામુખી સ્થળ, સુખથી છલકાએ,
કૃષ્ણ રૂપી સમાય, તેમાં હૈડું રે—મારૂં.
શીખવ્યો તેં ભક્તીનો ભાવ રે,
માયા પ્રીતનું મંદીર હૈયે કીધું રે—મારૂં.

કરૂં તન મનથી સેવા અરપણ,
શીર છત્ર સદા રહેજે તું રે...મારૂં.
દાસી તારી ચરણની પ્યાસી,
માલીક મારો નેક હૈયે ગણું રે—મારૂં.

---

## નં. ૧૨ રાગ ભૈરવી હોળી–તાલ દીપચંદી.

જા નહિ હરખાઇ, પરપોટો છે સર્વ સગાઇ
માયા કાયા આસનાં વાસનાં ચોમેર દૌરંગ જગમાં સમાઇ
રંગત અવનવા પ્રીત ભૂલાવે
ભૂલાવે કરી ચતુરાઇ, હૈયે હીણ પ્રીતી ઝટ જાય ભૂલાઇ—પરપોટો.
ધૂપ છાંવ હારજીત કેરી મન માયા, સ્વપ્નું સંસાર સૌ પરાયા,
જોબન દ્રવ્ય છે ભેદી પડછાયા,
પ્રેમી જન પામે સરસાઇ, સેવા દઇ દેખે મોટાઇ—પરપોટો.

---

## નં. ૧૩. રાગ મીશ્ર કાફી–તાલ ત્રીતાલ.

દીલ આનંદી, બન્યું ભારી, ખુબી તારી છે કાંઇ ન્યારી,
મન માની, ફુલવાડી, હરે–હાં—મન માની ફુલવાડી,
બહાર તેનો દીપાવી, ખીલાવી મનને કીધું વશ પમરાવી—દીલ.
બાપ નેક દયાળુ, કૃપાળુ, કૃપાળુ,
ભકતી તારી ભવ્ય ભાવથી લઇ ભારી, દીલ હરખથી હરખાઇ,
સ્તુતી સ્મરણ કરી, ચરણ પડું આવી રે તારી
ઓ જગવાલી—દીલ.

---

## નં૦ ૧૪ રાગ કારી મીશ્ર તાલ ધુમાલી

જીવ તલપે,
કરે નાથ, નાથ નાથ, કયાં ભેટું હું તુંને હરનાથ—જીવ તલપે૦
છોડે મને જો ગાય બનાવી, ભટકું ખેતરે ખેતર,
તું છે ગૌપાળ, ગૌ પ્રતીપાલ, પ્રેમથી ફેંકશે નજર,
ભેટું, હૈયે માની કેવા લાડઃ—કયાં ભેટું હું તું'ને હરનાથ—જીવ૦
વાસો કરે તું, બાગ બગીચે, ભલેને માઇલો દૂર,
બુલ બુલ બની ઉડી હું આવી સુનાંઉ સરોદ મધુર,
મેળવું, આનંદ સદા તારી સાથ,
કયાં ભેટું હું તુંને હરનાથ--જીવ૦
મેળવવા શાંતી, જગથી કંટાળી, લીધો હોય આકાશે આરામ,
ગગને ઉડું ચંડોળ બની, હર–હર–પોકારી નામ,
હરખાવું, પ્રીતમ પુરી કર મારી આશ,
કયાં ભેટું હું તુંને હરનાથઃ–જીવ૦

---

### નં૦ ૧૫.

Know I got, one place in heart,
Never never shall I part,
Sweet recollections shall I frame,
In my Haranath.

### CHORUS

my Haranath, In my Haranath,
Looking forward, in Him best,
In my Haranath.

Night and day do I behold
Makes my spirit strong and bold,
Stalwart, Champion of the Love
In my Haranath.

CHORUS

Cares and Toils have been resigned,
Watches He with a heart so fine
Moving onward happily
With my Haranath.

CHORUS

Sing I song of Hara's fame,
On forte pitch in His name,
Gem of Gems and Loving soul
In my Haranath.

---

### નં. ૧૬ રાગ ખમાચ તાલ ઝુમાલી.

લગાયા દીલ દીલારામસે, ન હમ તુમસે જુદા,
અમીરી હો યા ફકીરી, ન હમ તુમસે જુદાઃ—લગાયા.
ચખી જબ જામ પ્રેમ રસકી, દીલે નહિ રંજુ;
જીધર દેખુ બસ તું હી તું, ન હમ તુમસે જુદાઃ—લગાયા.
પઢા હું મકતબમેં તેરી પ્રેમકા સબક,
છુટે ન તુટે બંધ પ્રેમકા, ન હમ તુમસે જુદાઃ—લગાયા.
હમસે તુમસે હુઇ આશના, હમ ઔર તુમ હય એક
'અસર' નહિ જો ગારે આસમાં ન હમ તુમસે જુદાઃ—લગાયા.

### નં. ૧૭ રાગ પીલુ ગઝલ તાલ ગઝલ કેરવો.

શુક્ર ખુદા કે હમને, પાયો હરનાથ, ભવની જંજાલી જેને દૂર કીધી,
મન મોકલું ને નચીંત હવે બન્યું, પ્રેમી દીલથી તેને સરદારી લીધી.–શુક્ર.

સુખ છોડીને અરપણ તેં કીધુંચ હૈયું, ભાવ ભકતીના માર્ગે ચઢવા કાજે,
રાહબર થયો તું અમપર દયા કરી, ભાન આપી ભીતરમાં તેં રોશણી કીધીઃ–શુક્ર.

ગાફેલ હૈયાંને હમારા દોરવતે કોણ! ઠોકર ખાતાં ગુમરાહીથી રોકતે કોણ?
ભૂલ્યાં મનને તેં ભર્યું ભાવથી ભરપુર, હરી ભાવની હૈડે લંપટ દીધીઃ–શુક્ર.

પ્રભુ રાખે છાયો રહેમી હમારે શીર, હમને જોગવવાને એ મહા બળવીર,
ચરણ પુંજીને કાપીએ હમારાં પાપ, મુકતી માર્ગની 'અસર' પામીએ સીદ્ધીઃ–શુક્ર.

---

### નં. ૧૮ રાગ કાફી ગઝલ તાલ દાદરો.

ચાહું પ્રેમસે તુંઝે દીલમેં બેઠાલું,
કયું દૂર રહે ઇંતેઝાર મઝે ગલેસે લગાઉં:—ચાહું

તકસીર મેરી હુઇ કભી માફી દેના યાર,
સિવાએ દાદગર ઇસ દીલમેં કીસકું સમાવું:—ચાહું

કુછ તો ખબર લે મેરી ખબરદાર હું તેરા,
થોડીસી જીંદગી બાકી, આંખો મેં સમાઉં:—ચાહું

એ જાનો દીલકી અસકયામત સમજ તેરી હએ,
ખુશ આમદી પુકાર કે મહેમાન બનાવું:—ચાહું

દાવત પ્રેમકી મેરી 'અસર' સે રખનાં યાદ,
મેરે ખુદા કો પ્રેમકા ભોજન ખીલાવું:—ચાહું.

---

## નં. ૧૯ રાગ ખમાચ તાલ ધુમાલી.

હરખા ના ઓ તું ધનના ધણી, પુંજી જોઇ તારી ભારીરે,
હરખાએ તેજ કે હરખાવે, દુખીઆંરાં નર નારી રેઃ—હરખા ના.
ધર્મ શીખાડે "સુખી તે છે જે કરે સુખી બીજાને"
અન્ન કેળવણી વસ્ત્રો આપી, દરદીનાં દુઃખો ટાળીઃ—હરખા ના.
સગાં સ્નેહી પછી બંધુને, દયા હૈયું આપી ઉગારે,
શ્રીમંત ધન્યવાન તેનેજ જાણવો જગને જેને દીપાવીઃ—હરખા ના.
મોટર મીશતાંન બંગલા વાડી, એકલા જીવે મોજ મારે રે,
ધીક તારી પુંજી પર પડો, ધીક એ સ્વાર્થી અવિચારી—હરખા ના.
ઇશ્વરે સરજી વિશ્વની માંહી, અનેક વસ્તુઓ માનવી કાજે,
કાં તું બને સુમ અધર્મી, ફરજ ભૂલી થાય પાપીઃ—હરખા ના.
કહે છે 'અસર' સુનો ધનના ધણી માનજો શુભ વાણી,
ખુદાનો ડર તમે હૈયે ધરજો, નહિ તો થાશે જરૂર હાણીઃ—હરખા ના.

---

## નં. ૨૦. રાગ લાવણી તાલ દાદરો.

નજર કર નજર, બાપ તું કર નજર,
હાલત મુજકી દેખ, કર રહેમકી નજરઃ—
ગુનેહગાર હુએ હું મએ, ખતાવાર મયે હું,
ગમખ્વાર મેરે હો, દે મારીકી નજરઃ—નજર.
અર્જ તું સુન મેરી, મુશકીલ તું કર આશાન,
દાદગર બનકે મેરે, દે મેહરકી નજરઃ—નજર.
નજરો મેં મીલા નજર નઝરોંકા કર નજર,
ઇલાહી કર ખૈર, દે હાતમી નજરઃ—નજર.

---

 

## નં. ૨૧-મું-રાગ ખમાચ તાલ ધુમાલી.
## આરતી.

જય હર, જય હર, જય ભગવાન રે,
જય સર્વેશ્વરી માતા દયાવંત રે.
નમન કરૂં દીપક ધરી, આરતી કરૂં મનન કરી,
અમ્મર તપો દીપક મારા, દીપો દીલે દીપ દીપાળા,
નિર્મળ કાંન્તી, ભાંગો ભ્રાન્તી, આપો નિષ્કામ આત્મીક શાંતી.
ફળે ફુલે સફળ ફેરો, પામું પરમાનંદરેઃ—જય હર, જય હર.

શરણે રહું ચર્ણે રહું, રાત દીન સેવા કરી,
હરનાથ હરનાથ હૈયે હરી, કુસુમ માતા મનમાં ધરી,
આપો રાખો દયા ભરી, પ્રેમે હૈયાં સાથે કરી,
ભાંગો ભવની ભીડ ને ભય, કાપો પાપ અભિમાનરેઃ—જય હર.

જીવો જુગ જીવો જુગ જય-જય-જય-યુગલ-સ્વરૂપ,
પ્રેમ પ્રચારક માત પીતા, જીવન માયા આનંદ દાતા,
ચીત્તે પ્રીતે ભાવ ભેળી, શીશ કમળ ચર્ણે મેળી,
મન ભાળે જીવ ઉચ્ચારે, ભકત મોહન સચ્ચીદાનંદરે;—જય હર.

---

## નં. ૨૨. રાગ બીલાવલ તાલ ધુમાલી.

મારો ખરો તું દાતાર, હું તારો ભીક્ષુક,
દેજે નજર દયાની ખાસ, વિનવું જોડી કર તુંજ પાસ.
મારો જગનો જીવન હાર, હું તારો ભિક્ષુક.
રહેજે આપતો તારો ભાસ, સિવાય તું નહિ કોઇ આસપાસ,
મારો ગમનો તું ગમખ્વાર, હું તારો ભીક્ષુક.
આપ હૈયે તારો પ્રકાશ, માગું રહેવા તારે વાસ
આપ મને શાંતી શાન, નિત્ય રાખું તુંજમાં ભાન,
જુગ જુગ રહે પીછાણ, એવો સજ મારો શીંગાર
હું તારો ભીક્ષુકઃ—દેજે નજર

## નં. ૨૩ મું રાગ ઇંગ્રેજી.

જય-જય-જય-જય-કુસુમ હરનાથ, કુસુમ હરનાથ, કુસુમ હરનાથરે.
પ્યારે રફીક રાહબર આલા સરતાજ, આલા સરતાજ, આલા સરતાજ. (૨)

શુક્રે ખુદા હુએ, આપ મેહરબાં હુએ, હમપર, હરદમ, હરજહાં,
દીલસે દયા હુએ, રહેમી નીઘાહ હય,
રહો, રખ્ખો, કુલઆંન આબાદઃ (૩) જય-જય.

આપ પરવર હમરે નેક હો, દયાળુ કૃપાળુ,
છત્ર હંમેશ 'અસર' કાયમ હો,
શીરપે ખાસો આમ ઓ દીલશાહદઃ—(૨) જય-જય.

---

## નં. ૨૪ મું-રાગ ઇંગ્રેજી.

જગમેં જીસકુ શાન નહિ, મોંહમેં ઉસકુ રામ નહિ,
બદનામ કરે કુદરતકો હો બેવિશ્વાસ
જીસકે દીલમેં રામ બસે, વિપતી ઉસસે દુર નાશે,
ખલકત સારી બનતી ઉસકી મીરાસ.

ધર ધર ધ્યાન ખુદાકા......તું
ભરોસા ઉસપે પુરા રખકે
અવ્વલ આખીર વ્હોઇ હુએ
બાતીન ઝાહીરભી વ્હોઇ
} કોરસ.
યાદ કર ઉસકી દમોદમસે (૨)

ફૂળ જેંસી કરણી, શકતી હો યા નરમી
પરશતીશકા પહેંણે જેંસા ગુંદે હાર,
તેરી મેરી છોડકર, દયા ધરમ દીલે ધર,
બેડાગે 'અસર' સાંઇકે દરબારઃ—ધર.

કોરસ.

નં. ૨૫.

I blees that moment of my life,
I bless my stars and fate
When fallen in the loving lap, and fondly did embrace,
A soft and kind and Godly face, a form in brightest bright,
The Lord of Love Haranath was He
The Lord of World's delight.

CHORUS

See Horanath, read Haranath, in best of gifted Will.
Love but Love, and Holy Love, you'll see and read and feel
A plain and pure as Lotus white, a mystic Super Soul,
He loves to see all hearts unite into a solid whole.
To cement Nature with mankind, in harmony and peace,
"Live to love" His watch-word high, to earn eternal bliss.

CHORUS.

A Light in dark, and weary ways, when a heart heaves and cries
Win by love and He is yours, the Bharat's noblest prize .

See and love Him through and through, be meek and all sublime.
One day He is yours at last, with love and blissful smile.

CHORUS

A Lord a Saviour Father is he, in His turn a Mother sweet,
For all the caste and creed He is, for all with love Him seek,
Heavens glory crown your head, may Heaven spare you long,
I rest in thee and you in me, is my eternal bond.

CHORUS

---

### નં. ૨૬ રાગ ઝીંઝોટી તાલ ધુમાલી.

પોંહચ્યું કેમ તને બાપ એ માહરા, આવું કેમ ચરણે તારા રે,
સ્તુતી તું મારી દીલથી સ્વીકારી, દરશણ દે સ્વામી તારા રે-પોંહચ્યું.

સેવા વિનાનું માનવી ખોટું, ગોતાં ખાઇ કાહાડે દહાડા રે,
અંધકારમાં સપડાઇ, પુરો થાય અથડાઇ,
અહંકારનો ભાર બોજ ચઢાવે રે—પોંહચ્યું.

દૌર દમામી રાજની ગાદી, નર્ક કુંડમાં વાસો કરાવે રે,
નિરમળ હૈયું ધરીને તુંજ પાસ, નિર્વાણ પોંહચાડ બાપ મારા રે-પોંહચ્યું.

દેહ આ અરપણ કરી વિનંતી, નમી મેલું ચરણે તારા રે,
અમ્મર કર આત્મા પ્રભુ દરબારે, હર-હર-હરનાથ સ્વામી રે—પોંહચ્યું.

## નં. ૨૭ રાગ—માંડ ખમાજ તાલ દાદરો.

ન માર રે, ઓ, જીવ ફોકટ પછાડા,
એ સૌ દાલી શણગાર, કરમાતાં નહિ લાગે વાર—ન માર રે.

લોભા નાં જોઇને રૂપવંતો ચહેરા, આંગ મરોડદાર,
સુંવાળી ચામડી હટાવીને જો, માંસ લોહીનો નહિ પાર—ન માર.

કોમલ ઠણુકો ને ખીલતું જોબન, તે પર સોલે શણગાર
પેટનું ભીત્તર તું તપાસીને જો, મેલ ગંદકી બેશુમાર—ન માર.

હીરાને મોતીથી આંગ દીપાવી, કીધો ભારે ઠાઠમાઠ
ચામડી પર ફુટે ભીત્તરની ગંદકી, પરસેવાની નોધાર—ન માર.

હરખા ના ત્યારે ઓ મુરખ માનવી, ઘડીકનો જોઇ મેહમાર,
માયાને કાયા સરવે છે મીથ્યા, કરણી આવે હરી દ્વાર—ન માર.

જાતી ભોગ આપી થા ગરીબનો વાલી, હૈયે ધર પરોપકાર,
દુઃખી દુઃખીઆરાં 'અસર'થી રીઝાય, ખોલ્યાં તેણે સ્વર્ગનાં બાર—ન માર.

---

## નં. ૨૮ રાગ કાફી હોળી તાલ દીપચંદી.

દીલે આનંદ બહુ આયો, દીધો હરીએ નેક સાહયો...દીલે.
બનાઉં હોળી તુંજ ચરણુની પાસે, હોમાઉં સ્વાર્થને દૂરગુણો.
માયાને પ્રીતને હૈયામાં રાખું, અરે રાખું, ૨
હૈયે તારો છાયો—દીધો હરીએ

જ્ઞાન શાખોનાં ફુલો બનાવી, બનાવું અમ્મર સુગંધ કયારો,
ભકતીનું પાણી તે માંહી રેડી, અરે બંધુ ૨
મુકતીનો પાયો—દીધો.

સેવા સત્યનું મંદીર બાંધી, બનું હું પુજ્ય પુજારી
હરનાથ સાથ ખેલુ હું તેમાં હોળી, બની અમ્મર ૨
હરીમાં સમાયો—દીધો.

નં. ૨૯ રાગ કાલીંગડા તાલ દીપચંદી.

માલીક મારા આશીષ આપનાં આપો,
રહેમી દ્રષ્ટીથી અમને ઉગારો—(૨)—માલીક.

સુખ સંપજ અને નીરમળ હૈયું,
હરી ગુણ ગાવાનું જેમ,
અચળ પ્રીત અને અમ્મર રોશણી, અરે બક્ષો ૨
દયાથી બચાવો,—રહેમી દ્રષ્ટી.

---

નં. ૩૦.

O, Twinkle, twinkle, dear star of life and love,
Twinkle in my inner dark make pure like Turtle. dove,
No Power do I wish to beat and crush with mighty arm
No craving for riches in Thee I muse and see the charm.

CHORUS

Hara Hara Always Remain
Attachedly Near Affectionately Tuning Hearts

---

I fear no foe feel embraced, He is nigh
I hear Him whisper directing this humble rhyme
Nearer to Thee I step with every breath of love
O twinkle twinkle guiding noble path above.

CHORUS

---

### નં. ૩૧ રાગ પીલુ તાલ દીપચંદી.

એહોશ મએ બની હું હરનાથ અપનાં,
દરશવા દીદાર કે દે, જલ્દ તું અપનાં:—એહોશ.

તમનનાં નહિ મુજકો, ઐશો આરામકી,
દીવાની બન ચુકી હું જલવેશે અપનાં:—એહોશ.

ન જીન્નતકી ખ્વાએશ, ન હુંરોકી અરમાં
ખબર હએ તુંઝે, ખબરદાર હું અપનાં:—એહોશ.

બે કરાર બન ચુકી હું, દાદ લે અએ સરકાર,
ડાલ જંજીર બૈઠી હું, મંદીર મેં અપનાં:—એહોશ.

તલબગાર દીદાર કે, તેરી હું હરનાથ,
રહેમ મુજકી રખ હરદમ, દીલમેં અપનાં:—એહોશ.

---

### નં. ૩૨ રાગ બીલાવલ તાલ ધુમાલી.

જગવાલી, નીધેહદાર, સૃષ્ટીના સરદાર,
હાથ જોડી ચર્ણે પડી, કરૂં નમસ્કાર,
ફરતાં હરતાં ખાતાં પીતાં લેવું તારૂં નામ,
મુશકીલ આશાન થઇ સફળ, થાએ તમામ કામ,
તું છે માતા, તું છે પીતા, તું છે દાતા જગ ત્રાતા,
જગ કર્તા પાલન હાર......

ચંદ્ર સુર્ય જગ તારી, પૃથ્વી સારી, ખુબી ભારી, છે આભારી
રે......ઓ કીરતાર—(૨) તું છે.

સર્વ વ્યાપક, સર્વ ગ્નાની, મોટા બળવાન બાપ,
નેકી ચોકખી બુધ્ધી સારી, ડહાપણુ અમને આપ,
જેથી કાપીએ, દુન્યાઇ મંજલ, ભવ કરી સફળ,
સુખ શાંતી, કીર્તી સાથે, દે માયા અચળ:—તું છે માતા.

## નં. ૩૩ રાગ બીલાવલ તાલ ત્રીતાલ ગરબી.

મારા પ્રેમી હરનાથ, ભર્યો ભાવ અજબ તેં આ કોમળ જીવમાં:—
નાનાં મોટાં સૌ કોઇ જાણે, ગુણો તારાં હૈયે માને,
હરી વસાવ્યો આ તનમાં રેઃ—મારા પ્રેમી.

પ્રેમનું મંદીર તું એક ભારી, પ્રેમનાં બન્યાં હમે પુજારી,
દ્વાર ખોલી ખેંચ તારે મંદર રેઃ—મારા પ્રેમી.

મોટો છતાં તું સાથે બેસે, ભકતોનો વળી ભક્ત થશે,
વાસ સદા આ તનમાં રેઃ—મારા પ્રેમી.

---

## નં. ૩૪ (ગરબી) રાગ પીલુ તાલ કેરવો.

ભારત ભૂમીનાં ભાગ્ય રે,
પધાર્યા બની કુસુમ હરનાથ, શ્રી રાધે કૃષ્ણનાં સ્વરૂપ રેઃ—

હિન્દ ઉજવે હરખાઇને રે, ઉજવે હૈયે ચાહીને રે.
સમજે કેવો ભારે આ પરમાથ આવી ચઢી નવાજીયો રેઃ—ભારત.

હિન્દ માતાનાં સપુતો રે, ઉમંગથી સૌ ઉઠો રે,
ભરો ખોળો પ્રેમનો પ્રસાદ, જાગૃત અંતે જીત્યો રેઃ—ભારત.

હળી મળી સૌ ગાઇએ રે, પ્રેમનો રંગ રચાવ્યે રે,
પ્રેમનાં પુષ્પો વીણીને હાર, પ્રીતમ ભેગો ગાંઠ ગુંઠીએ રેઃ—ભારત.

રહીને રાખો આનંદમાં રે, સદા વાસો આ તનમાં રે,
જન્મો જન્મની ચણી છે પાળ, બાળકાઓને ના ભૂલશો રેઃ—ભારત.

આ પ્રાચીન ભૂમી છે આપની રે, આ પ્રાચીન આપની છાવણી રેઃ
જીવી ખીલવો, કેળવો તન મન, માતા અભીવંદન આપે રેઃ—ભારત.

---

## નં. ૩૫ (ગરબી) ખમાજ ધુમાલી

ઘણું જીવજો રે કુસુમ હરનાથ, જીવજો જગનાં ભલાં કાજ,
રાખો હમપર કૃપાળુ હાથ, રાખો ભાવીક દ્રષ્ટી ખાસઃ—જીવજો.
આનંદ પમાડયો દરશણ આપી, આવી કીધો હમપર પરમાર્થઃ—જીવજો.
મુર્તી તારીને આધીન રહીશું, મને ગોખી તારા પાઠઃ—જીવજો.
શીતળ હૈયું ચંદ્ર પ્રકાશીત, દે જે હૈયે સદા પ્રકાશઃ—જીવજો.
ગુલશન ખીલાવો ફરી ફરીને, સ્વર્ગનો પામીએ પમરાતઃ—જીવજો

---

## નં. ૩૬ રાગ જંગલો તાલ દાદરો.

વિદાય થાઓ છો બાપ મારા, ગુણવંતા ને નેક,
દાઝ હૈયે રાખજો, રાખજો દીલથી હેતઃ—વિદાય.

નજરથી દૂર જશો, પણ નાં દીલથી કરશો દૂર,
હૈયામાં જગા આપીને, જશો મકાને છેકઃ—વિદાય.

આ તન મીઠી યાદમાં ખડું રહ્યું છ તૈયાર,
ભૂલશે નહિ પ્રેમી યાદથી, આપનો વિવેકઃ—વિદાય.

દરશણ વળતી લેવાને દીલે છે તલપ,
પધારો, સુખરૂપ સાથ, હૈયે છે ઉમેદ.
દુવા 'અસર' હઝારો તમને હર કુસુમ.
સીધારો આપનાં આશ્રમે હમારો રાખી સ્નેહઃ—વિદાય.

## નં. ૩૭ રાગ પહાડી ગઝલ તાલ ધુમાલી.

સિધારો જાઓ મુબારીક હો, તુમે જાના મુબારીક હો,
હમારે આપ હો પરવર, હમારે આપ રાહબર હો.
દીલે દર્યાવ દયાકા, તુમે જાના મુબારીક હો.
માત પીતા હમારે નેક, હર કુસુમ સબ જાણે.
દીવાને આશક શ્રી કૃષ્ણુકા, તુમે જાના મુબારીક હો:—સિધારો.
સાથ ચલ લે તું અબ મુઝે, આપનાં ગુલામ બનાકે,
ખરીદદાર મેરા હો હરનાથ, હમે જાના મુબારીક હો:—સિધારો.

---

## નં. ૩૮ રાગ ખમાજ તાલ દાદરો.

જલતા હુએ મેરા જીગર, આગ તું બુઝાવ સ્વામી.
કોન સુનેગા મેરી ફરીઆદ, જો તું નહિ ઓ મેરા સ્વામી:—જલતા.
રૂઠી હુએ દુન્યા સારી, બે કદર બને સબ કોઇ,
ન સમજે ગીરદીશ મેરી, આગ તું બુઝાવ સ્વામી:—જલતા.
ડોલતા બે ધ્યાનસે, કમનસીબ હાલતમેં મેરે,
બે કરારી નહિ સમજતા કોઇ, આગ તું બુઝાવ સ્વામી:—જલતા.
દીલકા ગવાહ દીલ હરનાથ, તું સમજે મુઝે કયા હુએ,
ન કર બે ઉમીદ 'અસર', આગ તું બુઝાવ સ્વામી:—જલતા.

---

## નં. ૩૯ રાગ ઝીંઝોટી તાલ ધુમાલી.

ખબર પાઇ આપ આનેકી, શુક્રી આદાકી દીલસે હરખાઇ, (૨)
તલબ છીપાઇ તશરીફ લાઇ, કદમ મુબારક શુક્રે ઇલાહી (૨):—
ખબર પાઇ.

નુમુદા ખુરશીદ હુવા હયાં આજ, રોશણી કૃષ્ણ કુંજમેં છવાઇ,
આરાસ્તે હુવા, મકાં હયાં કા, નુરને આપકી મેહફીલ દીપાઇ:—
ખબર પાઇ.

અએ સરાએ ફાનીકા ઓ હાકીમ, હમ ગાફીલ મુસાફીરકા ઓ વાલીદ,
'અસર' ખુશી નીઆહત તુંને કીઇ, કદમ મુબારક શુક્રે ઇલાહી:—
ખબર પાઇ.

---

## નં. ૪૦ રાગ ખમાચ તાલ કેરવો.

સબ નામમેં કામમેં હર કુસુમ, જબ સોચું દેખું હર કુસુમ,
મનમેં ચીતમેં હર કુસુમ, પ્રેમ ભાવ ભજનમેં હર કુસુમ.
અવ્વલ આખીર હર કુસુમ, હર કુસુમ,
જાહીર બાતીન, હર કુસુમ, હક જહાં બસ, હર હર હર કુસુમ:...સબ.

---

No. ৪১.

In thonght I *see* you blooming,
In thought I see your rays
Guiding in the darkness
Over the winding ways.

CHORUS.

You are near, why I fear, ?
Dear Hara keen and kind
Warm and strong the mystic skipper,
Take me to your Golden Shrine,
Lord you hear, pray you hear
rest me to your shrine devine.

In thought I feel your presence,
In thought I feel you warm,
'cause of love–born bosom,
For children to adore ?

CHORUS.

In thought I hear your sermons,
In thought I hear you preach,

In usual notes of melody
For us to bless and bliss

CHORUS,

In thought I read your wishes
In thonght I read your mind
To see and make us Happy
Genteel soft and kind.

CHORUS.

In thought I smell your fragrance,
In thought I smell your breath,
Spreading scented molecules,
To breath and be impressed.

CHORUS.

Thus in thought I see and cherish,
Though far but ever near.
Can read, smell, hear and feel
Lord's Gifted Gift so dear.

CHORUS

---

## No. ૪૨.

Speak or don't thiuk or don't
I shall always see in Thee,
My best, my ever-best, spirit and soul,
dear my liege, you in me,
You in me, do I breathe free,
no more love–lost or alone,
Shall drag and cherish, with each remove,
You my Hara, in my own.
Live and do your mission high, safe and
sound, May Lord you keep
To bless and free the struggling soul for
faults and follies, who mourn and weep.

---

## નં. ૪૩ રાગ કાફી જીલ્લો ગજલ તાલ દાદરો.

આયા હુ દૂરસે દોડકે, ફીદા હું તેરે નામપે,
મુદતસે તલબ રહાથા દીલ, ફીદા હું તેરે નામપે:—આયા.

ખુદાકા નુર પાયા, નુરોંકા નુર દીખાયા,
ઝલકસે પાક હુવા દીલ, ફીદા હું તેરે નામપે:—આયા.

કયા શાન કુદરતમેં તેરી, અજબ લીલા હએ,
ઝુકાવું સર તુંજ પાંઉપે, ફીદા હું તેરે નામપે:—આયા.

હઝરતે આલા નામવર, દીન દયાળ હરનાથ,
કુરબાન એ જાન તુંઝપે, ફીદા હું તેરે નામપે:—આયા.

કરીમ રહીમ તું મેરા, 'અસર' બનું ગુલામ,
પાવું મુરાદ દીલકી, ફીદા હું તેરે નામપેં:—આયા.

## નં. ૪૪ રાગ સીંધ ભૈરવી તાલ ત્રીતાલ.

સુખ માનું હું હરી જેમ રાખે રે,
હરી જો સાથે તો ભવની ભીડ ભાંગે રેઃ—સુખ.

મન પોકારે હર–હર–હર રે,
જીવ પોકારે–નાથ–નાથ–નાથ.
આવી તું ભેટ મને મનોહર મુરતી,
દીલ ચીરી સમાવું હરખ સાથે રેઃ—સુખ.

ચાહે બનું, હું દાસી પ્યાસી.
પીવાને પ્રેમ રસ પ્યાલો રે.
પાગલ તારાં હું પ્રેમી પ્રકાશમાં
ગમ નહિ 'અસર' જો ભલે કાળ આવે રેઃ—સુખ.

---

## નં. ૪૫ રાગ મીશ્ર કાફી તાલ દાદરો.

મુબારક દિવસ આજનો, મુબારક બેસ્તું સાલ.
સુખ આનંદ સંપજ પામો, હૈયે રહો ખુશાલઃ—મુબારક.

પ્રેમરૂપી મેહ ભગવાનનો વરસે લેહેરે આ સ્થળ,
ખીલે પુષ્પો ભાવ પ્રીતનાં 'હર' નામથી અચળઃ—મુબારક.

જુગ જુગ જીવો કુટુંબ સાથે સુખની અંદર,
સદા ગુંથાયલાં ભકતો સાથે ભકતીમાં સજ્જડઃ—મુબારક.

સુખ કીર્તીમાં સાલ સાલો થાય નિત્ય પસાર,
આમીન કરે આ દુવા તે મહાજ્ઞાની કીરતારઃ—મુબારક.

---

નં. ૪૬.

You! simple charming dear soul, may glory crown
you ever,
Happy may your Birthday be
Happy may your Birthday be
Happy may your Birthday be,
Days golden on and ever:—You.
May Gladdened heart and radiant mirth,
attend with Nature's bounty.
Merry may your future be,
Mrery may your future be,
Merry may your future be,
All happiness and plenty.
May He protect with grace and care, and joy
Devine your pleasures
Heaven's Light your guide may be,
Heaven's Light your guide may be,
Heaven's Light your guide may be,
Love Hara's be your treasure.

---

નં. ૪૭ રાગ ભૈરવી તાલ કેરવો.

થોડો વેંહચો યશ આ, મંડળે હરનાથ પ્રેમી,
નુતન સાલે શુભ ફાલે દીપે દીપવાળી, (૨)—થોડો.
તન મન ધને નવી નોધ વહી, જમે પાસે બેસી હસે લક્ષમી,
સુખી ઘર, છૈંઆં ભર, દ્રવ્ય તર, જીંદગી ભર,
હૈયે લાધી તારી યારી, સૌનો છે તું પ્રેમી વાલી—હર-હર-હર.

### નં. ૪૮ રાગ પીલુ ગજલ તાલ ગજલ કેરવો.

એસ્તું સાલ મુબારક ફુલે ફળે, ખુશાલ આબાદ ઘરથી રહો આપનાં (૨)
સુખ સંપજથી ઉત્તમ કોમી બનો, ભાવ ભક્તિથી કામે કરો નામનાં (૨)
એસ્તું—

તૌખમે રૂસ્તમ સોરાબનાં પુત્રો કયાની, શામ ફરીદુન જમશેદની
ઉત્તમ ઔલાદ

રહેજો શુરવીર, દાતાર, ધર્મી ને નેક, જેવા થાય છે અમ્મર ન્યાગાન
આપણા—એસ્તું.

સુવિચાર વાણી ને વર્તણુના પાઠો ગોખી, દીલે હાતમી ને દીલાવર
રાખજો જીગર

પામો જશવંત જીંદગીની ખુદાઇ બક્ષેશ, આમીન 'અસર' ની દુવા
આ થાય સાલમાં—એસ્તું.

---

### નં. ૪૯ રાગ ઇંગ્રેજી.

નવું સાલ આફતાબી, જગ દીપાવે, જગ દીપાવે, જગ દીપાવે રે,
નવો રોજ આજનો નવરંગ જમાવે, નવરંગ રચાવે, નવરંગ મચાવે
(૨)—નવું સાલ.

ઝળકે છે કુદરત હળીમળી પ્રેમથી, હર્ષથી, ભાવથી, ઉમંગથી,
સૃષ્ટિનો શીણગાર ફુલપાનનો બહાર, સંગથી 'અસર' થી,
દીલશાદ બનાવે (૨)—નવું

ખાસો આમ દીન મુબારક, મુબારક, મુબારક,
બસ્તે કુસ્તીઆન મુબારક, આનંદ સુખમાં રબ રમાડે (૨)—એસ્તું.

---

## નં. ૫૦ રાગ ઈંગ્રેજી.

ગાંઠ તેં જે બાંધ્યો, શીખવી પ્રેમ હમને, રાખીશું અંતરે જોડી,
પ્રેમ તેં જે આપ્યો, મધરસથી ભરી, ભાવથી દોરીએ જોડી,
હસી હસાવી હરખ મનાવી હૈયે લીધી જતન,
નિર્મળ પ્રેમનાં રાજપતિ આશાવાદી કીરણ.

કોરસ.

આનંદ ભલેને તેં માન્યો નહિ હમે પાકાં તૈયાર,
અસ્ત થયો આનંદ હમારો, આ શું કીધું હરનાથ.

---

તું રહે પાસે ભલેને હરદમ, પીવાડવા તારો પ્રેમ
માને કેમ આ ખાકી હૈયું ખાકી મારાં નેણ
નહિ ધીર માને આ મન ચીત જ્યાં તક તું ભાન ખોલે,
સાક્ષાત દીપે દીપ્યો જેવો, સુંદર વેણ બોલે:—

કોરસ.

---

## નં. ૫૧ રાગ ઇંગ્રેજી.

હરી લે તુ 'હર' ને પ્રીતથી ખેંચી પ્રેમની ધૂણુ,
ગરથ ગાંઠે છે જોઇ ના ફુલી કરતો ભુલ,
તેનીજ સત્તા, તેનીજ મતા ક્ષણ એકમાં સઘળું ધૂળ
જય—જય—હર......હરનામમાં મારૂં ધામ.

કોરસ.

જગત છે ચળક, ફલક, હલક, મલકનો રંગ,
દ્રવ્ય માયા આડે પાડી કરે આકર્ષણ.
આંજી અંજન કરે સજજન, અધર્મી બેવચન,
જય—હર—હર......હર નામમાં મારૂં ધામ.

---

ખરો તે જન ને ઉંચ વરણ નમી સમી ફરે,
સેવા સત્યમા શીશ નામે, તે કુલવાન ઠરે,
પ્રેમે દાઝે દુઃખ્યાં કાજે એ મૂળ રતન બને
જય—હર—હર હરનામમાં મારૂં ધામ.

કોરસ.

---

## નં. પર રાગ ખમાજ તાલ ધુમાલી.

### શએર.

ખુલ ગયે બાદલ સીંહા, પલટી હવા ગુમરાહીકી,
ભયો પ્રકાશ પ્રેમકે...બોલે જય હરનાથ શ્રીકી.
પ્રેમ બસે તેરો ઇસ તનમે, દે ચુકે યહે દીલ તુંઝે,
દે ચુકે યેહ દીલ તુઝે...હાં-હાં-દે ચુકે યેહ દીલ તુંઝે—પ્રેમ
નુર દેખું ઇસ બાતીન હરદમ, ખુદાકે નુરકે બદલે,
દીવાનાં મએ નુરમેં તેરા, પરવાનાં સમજ મુઝે—પ્રેમ
મીલ ગઇ મુઝે શીરકી છાયા, આરામસે પલા રહુંગા,
મીસલે બોસ્તાનકા બુલબુલ, શીરી શરોદ, સુનાઉં તુંઝે—પ્રેમ
ખલકત સારી પ્રેમસે હીલમીલ, પ્રેમકી રંગત છાઇએ
પ્રેમકા માલીક તું હય ભારી, પ્રેમમેં પ્રેમસે રખ મુંઝે—પ્રેમ

---

## નં. પ૩ પીલુ ભેરવી તાલ ધુમાલી.

આવી વસ પ્રભુ તું મારે હૈયે રે,
મારે હૈયે, પ્રભુ મારે હૈયે રેઃ—આવી.
સેવા કરૂં પ્રીતમ આયો, હૈયું જાય હરખાઇ,
ભોજન પીરસું હાથે મારા, સ્તુતી ગુણો ગાઇઃ—આવી.
મોતી ચોકે બેઠક આપી, કંકુ ચાંદલો લાલ.
ભાત ભાતનાં ભાત મેલું, સોના કેરી થાળઃ—આવી.
જાત જાતનાં વાણાં મેળું આનંદ પામેજી,
પીયું જમે હરખ સમે, હૈયે આવે ધીર.—આવી.
ગોલાબ પાંથરી હિંદોલ કરૂં લેટવા મનથી શાંત,
હળવે ઝુલવું મોજ પમાડું હરખાય પ્રેમી કાંન્તઃ—આવી.

દક્ષણામાં દઉં હૈયું મારૂં, કરૂં તન અરપણ,
આવે તેટલીજ ખોટી બાકી, જો તું થાય પ્રસન્નઃ—આવી,
આ જંગલમાં તું મંગલ કરે, હું મંગલ ગીતો ગાઉ
'અસર' સદા હૈયે ધરી, તુંજમાં એક હું થાવું:—આવી.

---

## નં. ૫૪ રાગ જીલ્લો તાલ ધુમાલી.

કોણ નગરીઆં હરનાથ બસે,
હરનાથ બસે, મોરો કોણ નગરીઆં હરનાથ બસેઃ—
બીંદ્રાબન ઘૂંડે, બંગાલાબી ઘૂંડે, ઘૂંડે સારી સબ પુરી નગરીઆં
હરનાથ બસેઃ—મોરો કોણ.

કોઇ કહે બસે, પ્રેમ નગરીઆં,
મીલાવે કોઇ ઉસસે મેરી નજરીઆં, હરનાથ બસેઃ—કોણ.
મુદ્દત ગઇ ગુજરી, નહિ કુચ્છબી ખબરીઆં,
દીખાવે મુઝે કોઇ ઉસકી સુરતીઆં—હરનાથ બસેઃ—કોણ.
બજ રહી અબતક કાનમેં બંસરીયાં
બસ કીયો, મોરા મન સરોદે મોહનીયાંઃ—હરનાથ.
પ્રેમી પ્રીતમે પે મએ બલબલ જાઉં
મીલાવે કોઇ તો પહેણાવું ગજરીઆં—હરનાથ બસે;—કોણ.

---

### નં. ૫૫ રાગ પીલુ તાલ કેરબો.

તુને નહિ પીછાણ્યો, હરનાથ મારા—તુને
સંગમાં બેસી, પ્રેમમાં રમી અંતે રહ્યો અણજાણ્યો—તુને
ચરણે પડી, હર હર કીધાં, આખેર નહિ ઉકલાવ્યો—તુંને
હરખ કીધા, પણ ટુંકી નજર, દીલે નહિ સમાવ્યો—તુંને
પ્રીતે તેં ખેંચ્યાં, પ્રેમે વીણ્યાં, ભાને ભૂલી ભલાવ્યો.
જગની માયા, આંખે રહી છાયા, ખરો સમો ગુમાવ્યો,
દયા દેશે પ્રીતે જોશે, હૈયે હવે જગાડયો—તુંને

---

### નં. ૫૬ રાગ પીલુ ભેરવી ગજલ તાલ ધુમાલી.

તારી મારી બાઝી પીછાણુ, સમજુ કેવું તારૂં શાન,
અરે ગવાર સમજે શું ? તારૂં માપ કે પ્રમાણુ...રે...........હરનાથ
વિશ્વ વૃદ્ધિ તણાં કાર્યો, લીધો તેં માનવ અવતાર,
સુખો બેઉ દુન્યાનાં સકળ, જાગૃત કીધાં હૈયાં અજાણુ...રે...હરનાથ
આવ્યાં આશરે જેઓ તારાં આલા બાલા કે રંક કે રાય,
અપાર શકિતનો ભંડાર એક, અપાર જ્ઞાની ગુણી ગુણવાન...રે...હરનાથ
શીતળ છાયા માત તાત તણી, દુઃખ કષ્ટમાં આવે વ્હારે,
બળવાન રક્ષક, જ્યાં થાવું ડગમગ, કૃપાભરી કીધો સાવધાન.,.રે...હરનાથ
બનાવું શાહી તનનાં લોહીની, ચામ ઘુંટી ઘડું કાગજ,
ગુણો તારા એવા અપાર, ન સમજું કેમ વીસ્તારૂં બ્યાન...રે...હરનાથ
વેગે આવી વેગે ગયો, છવાઇ રહેશે 'અસર' સદા,
પ્રેમી હૈયાં ભૂલશે કદી નહિ પ્રેમ કે તારો હેશાન...રે...હરનાથ.

---

## નં. ૫૭ રાગ કલ્યાણ તાલ ધુમાલી.

અરે ઓ માનવી સમજ રાખી, ન કર ગરૂરી તું,
ગરૂરીજ ખ્વાર કરશે, સમજ રે ઇનશાન તું—અરે.

ભલા ભલા શહેનશાહો, પાદશાહ, નહિ રહ્યા ગરૂરીથી,
થશે ત્યારે હાલ કેવા, તારા રે ઇનશાન તું—અરે.

માટીનાં પુતલાં ઉભોજી ખડો તું, માટીના બંગલા ઉપર,
જમીન દોસ્ત થાશે પળવારમાં ચેતી ચાલ ઇનશાન તું—અરે.

આજે ચડતી કાલે પડતી, ફરતી એવી છે છાંયડી,
ગર્વ કોઇના નવ સરીઆ, 'અસર' ધર ઇનશાન તું—અરે.

---

## નં. ૫૮ પીલુ ભૈરવી તાલ ધુમાલી.

સંપનું સુખ કાંઇ પૈસે ન મળે, ધનનો ઢગ ભલે પાસે,
સંપથી સંતોષ, સંપથી શાંતી, જ્યાં ઉંચ મનોવૃત તે ચાખે.

જમે દાળ રોટલો હસીખુશી, સંપે જંપી રોજ,
મેહલ કરતાં ઝુંપડીમાં સંપથી છે સંતોષ,
ઇશ્વર ત્યાં તો નિત્ય હાજર, નચીંત ચીત હરરોજ—જમે.

છે સંપ એક સ્થંભ નક્કર જો રિપુ ચઢે રણ
સંપે સુખી રંક ને કુસંપથી રાય બતંગ,
સંપે સુખી ઘરબાર, કુસંપે ભાંડ વચન—છે સંપ એક.



---

## નં. ૫૯ રાગ કાલીંગડો તાલ ધુમાલી.

કેમ જીતું જીગર, મારૂં મન ગયુંચ વીખરાઇ
હવે નાથ કાંઇ દયા કરી, રોશણી તું આપ
કેમ રાખું તને રાજી, કેમ નાખું હું નવાજી
કેમ રીઝવી પામું દયા ઓ વહાલા બાપ—કેમ.

કોણ સમજે અવાજ, જો તું નહિ સરતાજ
લેશે કોણ મારી દાદ, મારૂં મન વાંચી
જોઇ ઠાકી જગ સારી, માયા માત્ર 'અસર' ખાલી
સાહ્ય થઇ કર આભારી ઓ હરનાથ—કેમ.

---

## નં. ૬૦ પીલુ કાફી ગઝલ. તાલ દાદરો.

દરપણમેં મુખડા અપના દેખકે—તું તેરી સંભાળ,
ભીત્તર તેરા પહેલા પઢ લે—તું તેરી સંભાળ—દરપણ.

જીસ કારણે પએદા કીઆ, ઓ તો નહિ કરે જીકકર,
ગએરકી જીક્કર તું કયું કરે—તું તેરી સંભાળ—દરપણ.

અપની આવે સ્વર્ગ જાવે, આવે નહિ કોઇ સાથ,
નીંદાસે તું પેટ ભરે કયું—તું તેરી સંભાળ—દરપણ.

અસલ્ હો નસ્લ હો, જૈસા રંગમેં ખુન,
તોખમકી સબ તાસીર હુએ—તું તેરી સંભાળ—દરપણ.

ભલે બુરેકુ કયા દેખે, તું અપની બચા ચલ,
ઉત્તમકી ઉત્તમ હય 'અસર'—તું તેરી સંભાળ—દરપણ.

---

## નં. ૬૧ રાગ ખમાજ તાલ ધુમાલી.

જોઇ દાકી એ પીતા, આ જુદી જગનાં રંગ ઢંગ
બચાવ કરી દયા, આ જગ નહિ ફરેબી ફંદઃ—જોઇ
હૈયે નહિ ખુદાનો ડર, લોભ સ્વાર્થ ને ઠગબાજી,
મક્કર મતલબી સંસાર, આ જગ નહિ દુરગંધનો ખંડઃ—જોઇ.
ગરીબ ગમથી ગુંગળાય, દોલત દમથી ડોળે,
સાચ્ચો પડી સબડે, આ જગ નહિ જુઠાઇનો જંગઃ—જોઇ,
જરને વશ થઇ બને મસ્ત અહંકારથી ફરે ઉફનાઇ
આઝીઝ આખર 'અસર' આ જગ નહિ કળજુગનો રંગઃ—જોઇ.

---

## નં. ૬૨ રાગ બીલાવલ તાલ ધુમાલી.

ભાવીક તારાં સેવકો હૈયે હરખાયે
તારે છાયે રહેવામાં ખુશી મનાવે.
હરનાથ તું જીવણ હમારો, દેહનો તેજસ્વી દીપક.
પ્રેમી નાથ અમ્મર તપો, હૈયું ઉદગારેઃ—ભાવીક.
કાયમ રહો શીરે હમારા, છો જેવા છત્રપતી,
યુગલ સ્વરૂપ જુગ જુગ જીવો, ભકતો ઉચ્ચારે—ભાવીક.
પ્રાર્થના હમારી પ્રભુ સ્વીકારો સ્વીકારો શ્રી ભગવાન,
જય-જય-નિત્ય હર કુસુમનો, જય-જગ આશકારેઃ—ભાવીક.

---

